શ્રી નવીન

# સતી સંયુક્ત'—નાટકના

# ગાય

શ્રીમંત ગાયકવાડ સરકાર:

શ્રી દેશી નાટક

રચી પ્રસિદ્ધ

ઝવેરી ડાહ્યાભા

માજી સંસ્કૃત શિક્ષક મિ

આવૃત્તિ



મુંબ
પારસી પ્રીંટીંગ પ્રે
સંવત્ ૧૯૫૧-
કી. રૂ।

# સતી સંયુક્તા નાટકની પ્રવેશવાર હકીકત.

## અંક ૧ લો.

૧—કનોજના રાજા જયચંદની દરબાર દિલ્લિના રાજા પૃથિરાજ ચહુ આણનો દશોંદી ભાટ મહાકવિચંદ પૃથિરાજે માંડેલા યજ્ઞમાં પૃથિરાજના મસીઆઈ જયચંદને તેડું કરવા આવેછે. જયચંદ અભિમાનથી તિરસ્કાર સાથે ના પડાવે છે અને પોતે ચાલુ જમાનામાં ન કરવા લાયક રાજ સુયયજ્ઞ માંડવાનો ઠરાવ કરેછે તથા પોતાની દીકરી સંયુક્તાનો સ્વયંવર કરવો નિરધારે છે.

૨—જયચંદનો હરામી પ્રધાન ધનપત. રાજા પાસેથી પૈસો પડાવવા એક જોગી જોડે પેરવી.

૩—જયચંદની માનીતી પટરાણી. પ્રધાન સાથે બદચાલ. જોગીનું આવવું. જયચંદનું અચાનક અંતઃપુરમાં આવવું. માનીતી તથા ધનપતનું પાપ પ્રગટ થવાની તૈઆરી; ધનપતની યુક્તિથી નિર્દોશ ઠરવું. નિરપરાધી જોગીનું દેશપાર થવુ.

૪—જયચંદનો માનીતો પૂંજીઓ રાત. પૃથિરાજને ત્યાં તેડું કરવા જવાની તૈઆરી. બે ધાંયજીઓ. જુની અને નવી.

૫—દિલ્લિમાં પૃથિરાજની કચેરી. જયચંદના રાજસૂયની જાણ પડવી. ધાંયજાનું તેડું. કુમાર રેણશીનો જવાબ. યજ્ઞમાં ભંગ કરવાની પેરવી.

૬—પૃથિરાજની દરબારમાં બેઠક માટે અપમાન પામેલો દંશી ઠાકોર. પૃથિરાજની રાખ્ય કર્ણાટકીની દાસી મારફતે પ્રધાન કૈમાસનું કાસળ કાઢવા રચના. પૃથિરાજને કાન ભંભેરી કર્ણાટકીને ત્યાં લઈ જવા.

૭—રાખેલી કર્ણાટકી. દાસીની નીચ યુક્તિ. કૈમાસનું આવવું. બન્ને ` ગણબ પાવો. પૃથિરાજનો ઠાકોર સાથે ગુપ્ત પ્રવેશ. નિર્દોષી ... ચંદ ...

કૈમાસને બાણથી પાર કરવો. કર્ણાટકીને દેશ નિકાલ. કર્ણાટકીનો જયચંદને ત્યાં રહેવાનો ઠરાવ. ઠાકોરને પ્રધાન પદવી. નિમકહરામી નીચ દાસીને શિક્ષા.

૮—કુમાર રેણુશી, તથા કૈમાસના ભાઈ અને રાજાના સાળા સેનાધિપતિ ચામુણ્ડરાય. હાથીનું છુટવું. ચામુણ્ડરાયનું તે હાથીને મારવું. પ્રપંચી ઠાકોરનો પ્રપંચ. પૃથિરાજના કાન ભંભેરી, ચામુણ્ડરાયને બેડી નંખાવવી. ચામુણ્ડરાયની કામ પડયે પણ લોઢું હાથમાં લેવાની પ્રતિજ્ઞા.

૯—ચંદ અને પૃથિરાજ. સંયુકતાના રૂપનું વર્ણન. સંયુકતાનો ખાનગી પત્ર અને સંયુકતાનો સ્નેહ. ચંબુવાળાના વેશે ચંદ સાથે જયચંદની દરબારમાં જવાનો ઠરાવ.

૧૦—જયચંદને પોતાનો ભાઈ બાળુકારાય જે પૃથિરાજને બાંધિ લાવવા મોકલ્યો હતો તેને પૃથિરાજના લશ્કરે કાપી નાખ્યો એવા સમાચાર મળે છે. રાજસૂય બંધ રહેછે. સ્વયંવરમાં છડીદારને ઠેકાણે પૃથિરાજ તથા તેના બનેવી ચિતોડના રાજા સમરસિંહનાં પૂતળાં કરી બેસાડવાનો હુકમ અપાય છે. ચંદ તથા ચંબૂવાળાને વેશે પૃથિરાજ કચેરીમાં આવેછે. જયચંદનો વેહમ કર્ણાટકીને બોલાવવી કર્ણાટકી અડધું ઓઢીચંદની શમસ્યાથી સમજી ઓઢેલું કાઢી નાંખેછે. જયચંદનો વધતો જતો વેહમ કર્ણાટકીનું સમાધાન કરવું. કર્ણાટકી દુતી તરીખેની ફરજ દ્વિઅર્થી કાવ્યમાં બજાવે છે.

૧૧—સંયુકતા સાહેલીઓ સાથે.

૧૨—ધાંયજાભાઈ વિવાહમાં.

૧૩ સ્વયંવર પૂતળાંને વરમાળ આરોપવી. રાજાઓનો ગુસ્સો.

## અંક બીજો.

૧—સંયુકતા કેદમાં. જયચંદનું આવી સમજાવવું. સંયુકતાનો દૃઢ વિચાર. માનીતીનું સમજાવવું.

૨—પૃથિરાજ ગંગા નદિને કિનારે સંયુક્તાના મહેલની બાજુએ રણભૂમિમાંથી અચાનક આવી ચઢેછે. સંયુક્તા સ્વારને જોઈ પ્રેમઘેલી સાહેલીઓને તેડી લાવવા તાકીદ આપેછે. પૃથિરાજ સંયુક્તાને જોઈ ચકિત

૩—મહેલમાં મેળાપ. ગાંધર્વ લગ્ન, અને હરણ.

૪—દિલ્લિમાં સંયુક્તાના વીવાહનું જમણ. ટેલીઓ ભટ. દક્ષણી અને આંધળે બેરૂં કુંટાવું.

૫—બગીચામાં સંયુક્તા સાહેલીઓ સાથે ગરબામાં, પૃથિરાજ સાથે વિલાસમાં દાસીઓની ચોકી, ચંદ અને હાહુળીરાય હમીરનું મહારાજાની મુલાકાતે આવવું દેવડી ઉપરથીજ માર ખાઇ પાછા જવું.

૬—ચન્દ, હાહુળીરાય અને મ્હાજન. હાહુળીરાયનો ગુસ્સો. પૃથિરાજને ખરાબ કરવાની પ્રતિજ્ઞા લઈ જયચંદ પાસે જવું.

૭—જયચંદ, ધનપત; હાહુળીરાયની વાત સાંભળી શાહાબુદીન ગોરીને બોલાવવાની તતારખાં મારફતે ગોઠવણ.

૮—સંયુક્તાનું સ્વપ્ન. પોપટ મારફતે સમરસિંહ આવ્યાના તથા યવન સૈન્ય આવી પહોંચ્યાના સમાચાર મળવા. સમરસિંહને મળવા જવું.

૯—સમરસિંહ તથા તેમનો કુમાર કલ્યાણ. યોદ્ધાઓને શૂરાતન ચઢાવવા ભાષણ. પૃથિરાજનું આવવું. સમરસિંહનો ઠપકો. યુદ્ધની ગોઠવણ. સંયુક્તા રણમાળ આરોપે છે.

૧૦—કુમાર રેણશી તથા કલ્યાણનો વિવાદ. રેણશીનો યુદ્ધે ચઢવા આગ્રહ.

૧૧—યુદ્ધ. હમીરનું મ્હોત, પૃથિરાજનું કેદ થવું કાચ ફેરવી આંખો ફોડવી.

## અંક ત્રીજો.

૧—સંયુક્તા ઈશ્વર ભક્તિમાં. પૃથિરાજ કેદ થયાના સમાચાર ચંદ મોકલે. ચંદનું ગીજની જવા નિકળવું

૨—ધાંયજાની કમબખ્તી

૩—જયચંદનું જંગલમાં માનીતી તથા ધનપત સાથે. નાશી છુટવું. માનીતી તથા ધનપતનો દગો, પડતા ઉપર પાટુ. જયચંદનો જુમનામાં ડુબી આપઘાત કરવો. દેશપાર કરેલા જોગીના હાથમાં ધનપત તથા માનીતી શપડાયછે. જોગી ડુબાડી દેઈ વેર વળ્યુ સમજે છે.

૪—ચિતોડમાં સમરસિંહની રાણી કરમાદેવી કુંવરી કુંવરની છેલ્લી મુલાકાત લઈ સાહેલીઓ સાથે કેસરીઆં કરવા કુદી પડેછે.

૫—પૃથિરાજ ગીજનીમાં કેદખાનામાં ચંદ સાથે મુલાકાત શબ્દવેધી બાણ મારવાની પેરવી.

૬—સંયુક્તા પતિ વિરહમાં.

૭—સાત તવા. શબ્દવેધી બાણ. શાહાબુદિનનું મોત. ચંદ તથા પૃથિરાજનું પરસ્પર કટાર ખાઈ મરવું.

૮—સંયુક્તા. સતી થવાની તૈયારી.

૯—ધાંયજાના કજીઆનું પતવણું.

૧૦—સંયુક્તા સતી થાય છે.

# મુખ્ય પાત્રોનાં નામ.

—:o:—

સંયુક્તા ... ... ... જયચંદની પુત્રી. પૃથિરાજની રાણી

જયચંદ ... ... ... કનોજનો રાઠોડ રાજા

પૃથિરાજ ... ... ... દિલ્હિનો ચહુઆણ રાજા. જયચંદનો મસીઆઈ ભાઈ

ધનપત ... ... ... જયચંદનો પ્રધાન.

કૈમાસ ... ... ... પૃથિરાજનો સાળો તથા પ્રધાન

ચામુણ્ડરાય... ... ... કૈમાસનો ભાઈ તથા પૃથિરાજનો સેનાપતિ

આનીતી ... ... ... જયચંદની રાણી

ચંદ... ... ... ... પૃથિરાજનો રાજ્યબારોટ કવી તથા મિત્ર.

રેણુશી ... ... ... પૃથિરાજનો પાટવી કુંવર.

સમરસિંહ... ... ... પૃથિરાજના બનેવી તથા સલાહકાર ચિતોડના ચોગીરાજ રાજવી.

કલ્યાણુ ... ... ... સમરસિંહનો પાટવી કુંવર

કર્માદેવી ... ... ... સમરસિંહની પટરાણી

કાહુળીરાય ... ... પૃથિરાજનો સામંત પાછળથી દેશદ્રોહી.

શાહબુદિન... ... ... ગીજનીનો ઘોરી બાદશાહ.

# શ્રી પરમાત્મને નમઃ

## મંગળાચરણ.

ગાંઉ આજ આનંદે જીણંદ ગુણ હરખે
જનમ સફળ આ—ગાંઉ૦
શાંતિદાતા શાંતિનાથ, કૃપા કરો ધરો હાથ
સ્તવન નમનથી દીનજન વંદે—ગાઉં૦
પાપ તું અમાપ કાપ, તાપ ત્રિવિધ ટાળી નાંખ
નવીન નાથ શ્રી નિવાસ, પાસ પૂર દાસ આશ—

**નટી**—ગઈ ગીષ્મ થયું ચોમાંસું વિરહી વરસાવે આંસુ
નિરખે છે કઈ દિશ નાસું ચોગમ આ ચાતક પ્યાસું
પિયુ પિયુ પુકારે બપૈઆ, મોર નાચે થૈઆં થૈઆં
ગાયે મલ્હાર રાગ ગવૈઆ,
સુણીકાન—આણીનેભાન—મળે પ્રિયપ્રાણ—મદન રસપ્યાસુ-ગ૦
જળજળ સ્થળ સઘળે ભાસે, ઘેરે જગ ઘન ઉલ્લાસે,
જંગલમાં નદીપુર નાસે, અંધારૂં શું હવણાં ખાશે,
ગગડાટ કરે ઘનમાલા, ચળકાટ કરે વિજળવાળા,
ભીનેલી બિચારી બાળા,
ભેટે જઈને ભરથાર, હઠીલી નાર, પતિ કહે આશું—ગઈ૦
વિરહી જન આંસું સૂકાશે, પ્રિય જનનો સંગમ થાશે,
પણ **ભરત ભૂમિ** શી આશે, દિન વ્યતીત કરતી જાશે;
ગત વીર જગાવા કાજે, કચું ઘન મંડળ છે ગાજે.
કયો મોર મલ્હાર બીડ બાજે
હાયાર, બની લાચાર, ખમીને માર, પાડવાં આંસુ,—

ક્યાં રામ, **ભીમ, ને કર્ણ?** મહાવીરો પામ્યા મર્ણ
દુર્જનથી પ્રુજે ચર્ણ, ક્યાં **ભરત ભુમિ** કરે શર્ણ
કેસરી પડીઆ છે કેદ, કુસંપે થયા શિર છેદ
રે ખરો ધરો મન ખેદ
ધનરાયથી શીખી સાર, વર્તતાં વાર, કરે કુણ ખાસુ—ગઈ૦

**વારાંગના—** ૧

પ્રબળ છો રાજવી પોતે—એ ટેક.
સકળ જગમાં, સજન જનમાં
વિજય વ્યાપ્યો, સુજશ સ્થાપ્યો—પ્રબળ૦
કીર્તિકોટ ઉપર ધ્વજ દંડ, પૂર્ણ પ્રતાપી અને પ્રચંડ
અબળા જન મનના આનંદ, જયજય રાજમણિ જયચંદ

**ચંદ—**

ભર્યા હામ દામ ઠામ નેકનામ પૃથિરાજ.
મસીઆઇ ભાઈ આજ યજ્ઞ કાજ મચ્યો હે.
જચ્યો જાકે દિલ્લ રામ હુવો હે પૂરન કામ.
શાહબુદિન શાહ જાકે હાથ માંડ બચ્યો હે.
ગોરીશાહ કેદ કીનો પ્રભુને ખજાનો દીનો.
જાચકમેં નામ કીનો રાજપુત સચ્ચો હે.
ધરન કંઠ કીર્તિમાલ ઉમંગિત હુવો હાલ.
તેડે સહ બાલગોપાલ જગન મંડપ રચ્યો હે—

દુહો.

છમા ભૂષન હે ભૂપકો ભૂલે કચઉં જયચંદ.
ન્યાય નિપુન ચહુઆનહે પૃથિરાજ મતિમંત—

જોગી— ૨

રામચરનકો રટન હમારે, ઓ રકછુ નાહિં દિલમેં ધારે—
એ ટેક.

માલ ખજાના દોલત મ્યાના, છોડ સબી જમદાર સીધારે—
મારે ફીરતે ધનધન કરતે, મારે ગયે સબ વ્હોહી ધૂ઼ારે—
અપને તો હે સબસેં ન્યારે, રામરામ મુખસેંહી ઉચારે—

ધનપત— ૩

પૈસા પૈસા પૈસાની અહિં છે વાત વ્હાલારે
ન્હોયે ન્હોયે તમાસા તણા ઠાઠ ઠાલારે—
પૈસા પાસે પેખી કહેશે આવો ભાઈ પધારો
જર વિણ જુતી પાસેથી પણ ધક્કા મારણ ધારો—પૈ૦
પૈસાવાળા બની પરીક્ષક, પંડિતમાં પોસાતા
ગુણી અને દાતા પૈસાથી, ફોગટ બાકી ફાંકા—પૈ૦

માનીતી— ૪

ખીલ્યાં ખુબ ગુલાબોરે, ઘડી પછી કરમાશે;
જરી વીજળી ઝબકીરે, પલક પછી જો નાસે—
મેઘ મંડળ મળીયુંરે, વખત વીત્યે વેરાશે
રંગ સંધ્યા સમયનારે, જરા રહીને જાશે—
એમ જોબન જાણોરે, ઝડપ ઝટ જાવાનું
થઇ પડશે સાહેલીરે, પછીથી થાવાનું

દાસી— ૫

શું કામ તણી બલિહારી, થાય વિદ્વાનો અવિચારી—શું
ભૂલી જ્ઞાન અને ભાન, રટે એક પ્યાર પ્યાર—શું૦
રૂપ રંગ બાજુ રહે, જાય બળી અધિકાર

''

કઈનું કઈક કરાય છે, પડતાં મદનનો માર—શું૦
પૃથ્વીપતિ જેને ગણે હૈયા કેરો હાર
તે પટરાણી ઇચ્છતી દિવાનને દિલદાર—શું૦

જયચંદ— ૬

શાને શાને (૩) રીસાયે રાણી હો
મારી પ્યારી મધુરી મનમાની—શાને૦
વદન કમળ જો આ કરમાયે, અંતર મારૂં અતિ અકળાયે
નાના નાના (૩) રૂપે તું દાખવે
આવી નાદાની ફરી દિલજાની—શાને૦
હાજર ઉભો હું છું હજુરમાં, તોયે તણાયે મિજાજપુરમાં
જારે જાજા (૩) થોડા સો મિઠ્ઠાહો
મારો મિઠ્ઠી હવે લ્યો માની—શાને૦

જય૦ માની૦— ૭

પ્રિયે આનંદ ઉર ઉભરાય, નિરખું, હરખું મુખડું—
માનુની તું મદભરી, તને નિરખી સુંદરી.
મારી ચિત્તવૃત્તિ ઠરી—પ્રિયે૦
કાયા ન્યારી કરી કિરતારે, જાન જુદાઇ ન ધારે.
સુંદરી જન્મ સફળ મન માનું,
વાહ વાહ પ્યારા પ્રાણનાથ, સદા રહું રસીલી સાથ.
આનંદે લ્યો તાળી હાથ—હા—પ્રિય૦—

ધાંયજો— ૮

ં ઉંહું એહેહેં ઉંહું.
જીઆ રાતનો છે મ્હાર, અલ્યા આપણે થયા સરદાર.
ારમાં છે માન—કહે ભાઇ આવો આવો આવો આવો.

ત્યારે હું તો રહું છું નોખો નોખો-થઈ ખુબ મોંઘો મોંઘો મોંઘો-
કેવો૦—

અલ્યા બાયડી વચણ્યો છું બે-એક નવી અને એક જુની.
મારી નવી છે કાળજાની કોર-આંચ આવવા ન દઉં ટાડી ઉની'
એહેહે ઉહુ-કેવો૦-

**ધાંયજો-ધાંયજી—** ૯

નવી પ્રાણ થકી તું પ્યારી, તારા પર હું વારી વારી;
મેઠા મેઠા બોલ ઉચારી, મારૂં કાળજું લીધું કાઢી;
મોઢું તારૂં મનહર જોઇને હૈયું આ હરખાય.
આમ તાકીને આખો દાડો બેશી રહું એમ થાય-
મ્હોટા ભાગ્યે મળી નવી તું ભલે ભલે અવતાર-નવી૦
આવ્ય મારી બાપુડી આવ હવે ધરમાં-જાઓ નથી આવતા
ઓ તારો લટકો ને ઓ તારો ચટકો-હાં-નવી૦-

**વારાંગના—** ૧૦

રાજ રાજે ચોહાણનું આજે પ્રજા છે આનંદમાં.
કંપારી આવી વસી એક ધ્વજ દંડમાં.
પુષ્પો બીચારાં એક બંધમાં-આજે૦
સુનાં ધરો પડયાં એક સારી પાંટમાં.
ફાંસો છે એક જળ પાત્રમાં-આજે૦
તેજસ્વી દિનમણિ કાન્તિ નિશામણિ.
દર્શનથી દિન જાય શાન્તિમાં-આજે.

**ચંદ૦—** **કવિત.**

દાની બલિરાજ જીસો, માની રાવનરાજ જીસો.
જ્ઞાની રાજા રામ જીસો ધરનીકો ધની હૈ.

સમતા સાગર સમાન પ્રભુતા પ્રભુ પ્રમાન.
ઋદ્ધિ સિદ્ધિ જાકી દેવરાજ જીસી બની હે.
યવનોકુ હાર માર ધર્મ પંથ દીયો સવાંર.
નીકે ગુનનકી ખની આપ સંભર ધની હે.
શૂરાકે શિરમની દાનીકે દીનમની.
સૃંગાર હાર મધ્યમની ચહુઆન કુલ મની હે—

રેણુશી— ११

કહેજે તારા રાજાને થાય તે કરે;
થાય તે કરે ચહુઆણ નહિં ડરે—કહેજે૦—
રાજબીજ હજુ નથી ગયું કાંઈ રસાતળ.
સાંખી ખાશે મુગા મોઢે અલ્યા આવું કુતુહળ.
બાપુજા—અરેજા—ચાલ્યોજા—કહેજે૦—
ધર્મકાજ ક્ષત્રી ગજ ગાજે, રાજરાજ પાપી મદ ભાજે
મૂર્ખ મદાંધ થઇ શું રાચે—બાપુજા૦—કહેજે૦—

પૃથિરાજ— १२

અહા નરનાથને નથી જંપ જુઓ પળવાર—
સમજે પ્રજાકે રાજા સુખી છે,
સુખન મનશાંતિ વિના મળનાર—અહા૦
ભભકો બહાર થકી બહુ ભાસે,
નહિં કંઇ મહિં મન સમજે સાર—અહા૦
કંટાળી ભગવાન કહું છું,
ગરીબ ઘર કાં ન કીધો અવતાર—અહા૦

ી— १३

१ ભાળ મળી ન મનમોહનની—હજુ૦
પપૈઆ પેઠે પિયુ પિયુ કરી હારી—ભાળ૦

વિરહ સતાવે વસંતમાં, ઉનાળે તન તાપ.
કરગરતી આ કામની, પિયુ પધારો આપ-ભાંળ૦
ગાજે વાદળ ગગનમાં, માનુની મન મુઝાય.
વાદળ વીરા વીનવું, સંદેશો લઇ જાય-હજુ.

સાહેલીઓ— ૧૪

કંઇ રંગે રમતાં રજની જાશે, પીલ્યોને શરાબ-એ ટેક.
પૂરણ ભરીયું રસીયા ચાલ્યો, પ્રિત રસેથી પાત્ર,
માનુની દેખી મુનીવર ચળીયા, માણુસ તે કોણ માત્ર;
સાજન સજની સલાહ કરીને, મારી કાઢો કામ,
એ પાપીડાએ પોકરાવ્યા, તોબા તોબા રામ.

દાસી— ૧૫

નિમકહરામી ફળ આ પામી, થઇ હું હા બેહાલ
બેહાલ ટળી ગઈ દુનિઆથી.
આખી મુકી બાધી ખાતાં, થઈ હું હા કંગાલ
કંગાલ ટળી ગઈ દુનિઆથી;
વીસરીને ઉપકાર હજારો નીવડી હું ચંડાળ
ચંડાળ મરૂં પસ્તાવાથી;
નિમકહરામી કરતાં જાણી, પ્રાણી થશે ખુવાર
ખુવાર લોભે લપટાવાથી,

સિપાઇ—ચલ હટ થુથુ ચલ હટ થુથુ થુ.

રેણુશી— ૧૬

રાખ્યે કાચા કાન થશો બહુ હેરાન

પૃથિરાજ—જાજારે નાદાન

રેણુશી— હું તો ઠીક કહું છું ઠીક—

ઉંધા ચત્તાં આમ ભરાવે તમામ
ધાનતના હરામ હું તો ઠીક કહુંછું ઠીક—

**પૃથિરાજ**—બસ બસ કર કુમાર.

**રેણુશી**— હું છું તાબેદાર
થશો તાતખુવાર હું તો ઠીક કહુંછું ઠીક

**ચંદ**— **કવિત્ત**

શોભા જાકે કેસકી નિહાર ભૂમિ શેષ પેઠો
નેન દેખ મૃગમીન બન જલ બેઠો હે
મનોહર મુખ દેખ દુઃખ ભયો શશીકોં
સો દિન પ્રતિદિન દેખો દીનબન બેઠોહે
દેખકે કપોલકોં અતોલ લાલચોલ કીનો
ગુલાબને કંટકસેં આપહી આપ ભેટોંહે
અધરકી લાલી દેખ પેટ બેંધ્યો પ્રવાલીને
નાસીકા બેસર નિહાર શુક બન્ન બેઠોહે—૧
કણ્ઠકી મિઠાસ સુન નારદ સારદ જોગલીનો
કોકિલાને લાજસેંહી બન્નબસ બેઠયોહેં
કુચ કુમ્ભકો નિહાર કરીકૂલ ધૂલડારેં
પેટકોં નિહાર પંકજ પાનીમેંહી પેઠોહે
કટીકોં નિહાર મૃગરાજ મસ્તક ફેર મરેં
ચાલ ચતુરાઇ દેખ હંસ બસ્યો છેટોહે
અવતાર ધર અવની પર આયે રમ્ભા રાધકાજી
સદેહ યહ નવીન મોરે મનકો નહિં મેટયોહે—૨

**પૃથિરાજ**— ૧૭

ની પરની શું આ અબળા.—એ ટેક૦

રંભા મેનકા કે પોતે પાર્વતી શું હશે આતે.
કદી વિષ્ણુ વીખૂટી હશે કમળા—પૃથ્વી૦—
જો ને શું આનંદ કંદ વદન પુનમચંદ.
કેવી ચતુર વિચીક્ષણ છે ચપળા !-પૃથ્વી૦—

૧૮

વિધિ વિષે, વિશેષ વિચાર નહિં.
જુઓ કરે છે કંઇતું કંઇ-વિધિ--
ઠામ ન લેખે કંઇ કુઠામ ન દેખે કઇ
જ્યાં ત્યાં લાકડે, માંકડું મેળવે સહી-જુઓ૦-
ચંદ્ર કલંકીત સૂર્ય સંતાપક.
જુઓ કમળ, બનાવ્યું જઇ કાદવ મહિં-જુઓ૦-

૧૯

વાંચી હૃદયમાં જો જો વિચારી, બાજુએ રાખી બે દરકારી
—વાંચી૦
ચંદે પઢાવી તુમ ગુણ ગીતા, પાઠ કરૂં છું નિત્ય સંભારી-વાંચી૦
ઝાઝું લખ્યેથી લબાડ લેખાઉં, તોપણ હું તો સદાની તમારી-વાંચી૦
ક્ષત્રી વરપર પૂર્ણ ભરૂંસો, મહાવીર રાખજો લાજ અમારી-વાંચી૦

૨૦

રહી વસી હૃદય મણિ રમણી,
શશીમણિ, મન ગણી, ચિત્તહારે.
વયણે, નયણે મારે ઠારે મંત્ર ભણીએ-રહી૦
છબિલીએ છબિથીજ દીલને ડોલાવ્યું છે
લટકે, મટકે, ભુલ્યો, ડુલ્યો રંગમાં આ

રસ સરોવર પર રમતાં રસિલી સાથ.
ડગલે, ડગલે, ડુબ્યો, ડુબ્યો, ડુબ્યો આ-રહી૰

જય ચંદ— ૨૧

એ નાદાને અરરર અહા ભાઇ માર્યોજ મારો.
એ દુષ્ટે ધરી દ્વેષ યજ્ઞ શુભ હા હાય મારો બગાડયો.
મરકટડે મૃગરાજ રાજ ખીજવ્યો છેટે રહી આ તર્કે.
હાહાહા જયચંદ કેમ જીવતાં આ દુઃખ સાંખી શકે.

પં૰— ભુજંગાં પ્રયાત.

જિહાં આસનં સુર ઠઠ્ઠ સનાહં.
જિનં છત્રી બસં કીયે એકરાહં.
જિનં બંદી ખુરસાન કીય મીર બંદા.
જયો રાવ રાઠોર વિજેપાલ નંદા—

કવિત.

ખાખરકી ખીલોડી સ્વાદ સાકરકો નાહીં જાને
ઠાકરકી સાહબીકું ચાકર પેછા
સાગરકે લોલજો કલ્લોલ તાકી
કૂપકો મણ્ડુકરાય કુ
નાગરકે નીકે ભે
બેચારે કબહીં
સુનીએ
એસે

બર
ડાબ

ઇક છૂટહિ મહિદાન, ઇક છુટહી મહિ દંડ હિ.
ઇક ગ્રહહિ ગિરિકંદ ઇક અનુસરહિ ચરણુ ગ્રહિ।
ચહુઆન ચતુર સબ બિધ ઇહે હિંદુઆન સબ હ૬
ઇમિજપે ચંદ બર દાય બર પૃથિરાજ ઉનિહાર ઇ.
ઇસો રાજ **પૃથિરાજ** જિસો મથુરામેં **મોહન.**
ઇસો રાજ **પૃથિરાજ** જિસો ભારતમેં **અરજુન**
ઇસો રાજ **પૃથિરાજ** જિસો અહંકારી **રાવન.**
ઇસો રાજ **પૃથિરાજ રામ રાવન** સતાપન।
બરસતિસ છે અધિક હેં તેજ પુંજ અનુપમ બદ.
ઇમ જપે ચંદ બરદાય બર પુથિરાજ અનુહાર ઇ.

કર્ણાટકી— ૨૨

વાહ ખીલીશું રહ્યો વર્ષા રૂતુનો રંગ.
મદન મહિપનો જબરો મચ્યો છે જગ—વાહ
લીલં ...ર આ ભાસે ભૂતળમાં.
તેનો જ્યાં પ્રસંગ—
ઊપર, મેઘ વિના કોઃ